શ્રીમતી

# સોફિયા વાડિયા

કિશનસિંહ ચાવડા

માનવતાની સમુત્ક્રાંતિ ભણી વહેતી જગતની વણઝારનાં
એક વિરલ પ્રવાસી

# શ્રીમતી સોફિયા વાડિયા

ગઈ કાલનો નકશો આજે ફરી જાય, આજના સમ્રાટ આવતી કાલે સામાન્ય માણસ બની જાય, પરમ દિવસની સરકાર આજે બંદીવાન બની જાય અને આજનું નગર આવતી કાલે ભસ્મીભૂત થઈને ઉજ્જડ વેરાન બની જાય એવી, સર્જન અને સંહારની અકળ લીલા આજે પૃથ્વી પર ખેલાઈ રહી છે. કોઈ પણ ચીજ આજે સલામત નથી, સ્થિર નથી. આજનો મહાન સિદ્ધાંત આવતી કાલે પામર બની જાય છે; આજે ઉત્થાન પામેલા આદર્શનું આવતે અઠવાડિયે કરુણ અધઃપતન થાય છે. રાષ્ટ્રીયતા, સંસ્કાર ને સંસ્કૃતિની ભયાનક અથડામણો ને જબ્બર ટક્કરો થઈ રહી છે. જાણે મનુનો મન્વંતર બદલાતો હોય એવાં ચિહ્નો દેખાય છે.

છતાં, મૂલ્ય અને મહત્તાના આ ચલિત જમાનાથી અસ્પૃશ્ય રહીને, સંહારના આ તાંડવથી જરા યે થડક્યા વિના, માનવતાની સમુત્ક્રાંતિ ભણી જતી વણઝારમાં પોતાનો અંશ પૂરનાર વિરલ વણઝારાઓ—એ અખંડ જીવનયાત્રીઓ નિજ શ્રદ્ધાની જ્યોતને અજવાળે પોતાનો માર્ગ કરી રહ્યા છે, પોતાની મજલ કાપી રહ્યા છે. મૃત્યુને પણ મારનારા આ અમર યાત્રાળુઓના સંઘમાં રાષ્ટ્ર, જાતિ કે સંસ્કૃતિના ભેદભાવ આપમેળે ઓગળી ગયા હોય છે.



**અ**નુભવજન્ય આત્મશ્રદ્ધાની મશાલને અજવાળે નિજ માર્ગ કાપતી આવી એક વિભૂતિ. શ્રીમતી સોફિયા વાડિયાની જીવનરેખા દોરવાનો અહીં નમ્ર પ્રયત્ન છે.

ઈ. ૧૯૦૧ના સપ્ટેમ્બરની ૧૩મી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સના કોલંબિયા પ્રાંતના બોગોટા પરગણામાં જન્મ; પ્રાથમિક શિક્ષણ પારિસમાં અને ઉચ્ચ શિક્ષણ ન્યૂ યૉર્કમાં; ઈ. ૧૯૨૩માં થિયૉસૉફીનો પ્રથમ પરિચય. ઈ. ૧૯૨૮ના સપ્ટેમ્બરની ૧૪મી તારીખે લંડનમાં

જાણીતા થિઑસોફિસ્ટ શ્રી બી.પી. વાડિયા સાથે લગ્ન; અને ૧૯૨૯ના મે મહિનામાં હિંદુસ્તાનમાં આગમન. બસ; હકીકતની દૃષ્ટિએ આટલી જરૂરી સામગ્રી.

પરંતુ મનુષ્ય માત્ર હકીકતોનો બનેલ નથી. એ, સંજોગોમાંથી અકસ્માત જન્મેલું પ્રાણી નથી; પૂર્વ-જન્મોનાં સંચિત કર્મોનું ફળ અને એની સિદ્ધિ તથા નિષ્ફળતાઓ સાથે લઈને અવતાર પામેલ આત્મા છે.

પશ્ચિમમાં યુરોપિયન માબાપને પેટે જન્મ, પારિસનું પ્રાથમિક ઘડતર અને ન્યૂ યૉર્કના યૌવનસંસ્કાર—એને પરિણામે આપણે કલ્પના કરી શકીએ એવાં નમણાં રૂપલાવણ્ય, સંસ્કારિતા અને પ્રતિભાનો વિરલ સંગમ એ એમની સહજ સિદ્ધિ છે. છતાં આપણે જો એમને જોઈએ તો કહ્યા વિના માની ન શકીએ કે આ બાઈ હિંદી નથી; એટલાં એ સર્વાંગે હિંદી બની ગયાં છે.

થીઑસોફી સાથે એમનો પ્રથમ સંસર્ગ તો ૧૯૨૩માં થયો, છતાં એઓ જન્મથી જ શાકાહારી છે. અને આનું કારણ એમનું સ્વાભાવિક આંતરિક વલણ જ છે.

૧૯૨૩માં થએલા થીઑસોફીના સંસર્ગની સ્પષ્ટ અસર તો એઓ ૧૯૨૯માં હિંદ આવે છે ત્યારે સમગ્ર સ્વરૂપે પ્રકાશી ઊઠે છે. મને સ્પષ્ટ યાદ છે એ ૧૯૩૦ની સાલ. એમ વડોદરામાં એમને યુવકસંઘના આશ્રયે બે ભાષણો આપવા નોતર્યાં હતાં. એમણે વડોદરા કૉલેજના સેંટ્રલ હૉલમાં ગીતા વિષે પહેલું વ્યાખ્યાન આપ્યું: 'ધ સ્ક્રિપ્ચર ઑફ ધ સોલ' અને બીજું 'સેન્સ ફ્રૅટર્નલ ફ્રેઅ.'

તે વખતની મારી લાગણી એવી છે કે જો આંખ મીંચી દઈએ અને એ વ્યાખ્યાન સાંભળીએ તો એમ જ લાગે, કે જેણે જીવનભર ગીતાનું મનનચિંતન કર્યું છે અને ગીતાના મર્મને જે પચાવી ગઈ છે એવી કોઈ આર્ય કુલનારી પુરુષોની કુમાશથી અને આર્યદર્શનના ગાંભીર્યથી ગીતાનો સંદેશ સુણાવી રહી છે.

અને બીજે વર્ષે હું એમને જ્યારે ફરી મળ્યો ત્યારે, જાણે મારી કલ્પના અવતાર પામી હોય તેમ, મેં એમને સંપૂર્ણ હિંદી પહેરવેશમાં જોયાં.

ઈ. ૧૯૨૩માં થએલો થીઑસોફીનો પ્રથમ સંસર્ગ તો એમના જીવનનું એક મહત્ત્વનું શીમાચિહ્ન છે. કોઈ પણ ફિલસૂફીને મનુષ્ય જ્યારે પોતાના જીવનમાં પચાવવા અને પ્રકટ કરવા મથે છે ત્યારે એ તત્ત્વો સાથેનો એનો સંસર્ગ માત્ર બૌદ્ધિક નથી હોતો. માત્ર ભાવાવેશ ઉપર પણ એ અવલંબિત નથી હોતો. એ હોય છે સહજ જ્ઞાન ઉપર સ્થાપિત આત્મિક સંસર્ગ. આવી અવસ્થામાં શ્રદ્ધા માત્ર જ્ઞાન ઉપર અથવા દર્શન ઉપર મંડિત નથી હોતી. પણ શ્રદ્ધા એ સાક્ષાત્કારનું સ્વાભાવિક પરિણામ હોય છે. એટલે થીઑસોફીનો સ્વીકાર અને એની ભાવનાનો સાક્ષાત્કાર એ સોફિયા માટે જીવન જેટલી અને જેટલી સહજ અને અનિવાર્ય વસ્તુ બની ગઈ. બાકી ઘણી વ્યક્તિઓ આજે પચાસ પચાસ વર્ષથી થીઑસોફીના સંસર્ગમાં છે. છતાં એમનો જીવનવિકાસ પરિમિત છે, સામાન્ય છે. આપણને એમ

લાગે છે કે એવી વ્યક્તિઓનો સંબંધ એ ફિલસૂફી સાથે બૌદ્ધિક છે. એમણે હજી એને પચાવીને સાક્ષાત નથી કરી. આનો જવાબ પૂર્વજન્મના સિદ્ધાંતના દૃષ્ટિબિંદુથી આબાદ આપી શકાય તેમ છે. આવી વ્યક્તિઓ પાસે પૂર્વજન્મોનાં સંચિત કર્મોની મૂડી ગરીબ હોય છે અને આ જન્મનો પ્રયત્ન પણ પાંગળો હોય છે. પરંતુ કોઈ વિરલ વિભૂતિ જન્મોને સભાન થતાં વિશ્વની કોઈ દિવ્ય શક્તિનો જાણ્યે અજાણ્યે સ્પર્શ પામે છે અને એનાં પૂર્વજન્મોનાં કર્મો પોતાનું સંચિત એને ખોળે ધરે છે. આવી રીતે એ પોતાના પૂર્વજન્મોની સિદ્ધિ વિષે જાગૃત થતાં અપૂર્વ વેગે એ આપોઆપ જીવનશક્તિ બની જાય છે. એનાં પ્રયત્ન અને પુરુષાર્થ પાંગળાં નહિ પણ પ્રેરણાદાયી બને છે.

સોફિયાની થીઑસોફીની વાત કરતી વખતે એક બીજી વાત પણ સ્પષ્ટ કરવાની જરૂર અનિવાર્ય છે. ઈ. ૧૮૭૫માં મૅડમ એચ.પી. બ્લૅવટ્સ્કીએ સર્વ ધર્મના વિજ્ઞાનનું અને સર્વ વિજ્ઞાનના ધર્મનું એકીકરણ કરતી એક અપૂર્વ સમન્વયભરી અને ભવ્ય સામંજસ્યવાળી સંપૂર્ણ જીવનની સાધના થીઑસોફીને નામે જગત આગળ મૂકી. પરંતુ એમના મૃત્યુ બાદ એમના શિષ્યોમાં મતભેદનો એક મોટો વંટોળ ઊઠ્યો અને ઈ. ૧૯૦૯માં એ ફિલસૂફીના મૂળ સ્વરૂપને વફાદાર શિષ્યોના મંડળે મિસિસ બેસંટ વગેરેથી છૂટા પડી અમેરિકામાં લૉસ એન્જેલિસમાં 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિ-

ટ્સ'ની સ્થાપના કરી.

હિંદુસ્તાન જાણે છે કે શ્રી બી. પી. વાડિયા અને બિશપ એરૂંડેલ ડૉ. ઍની બેસંટના ડાબા-જમણા હાથ હતા. શ્રી વાડિયા થીઑસોફીના પ્રચાર અર્થે અહીંથી અમેરિકાના પ્રવાસે ગયા. ત્યાં એ 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'ના પરિચય ને સંસર્ગમાં આવ્યા અને એમણે થીઑસોફીના એ બંને ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચેના મતભેદનો તટસ્થતાપૂર્વક અભ્યાસ કર્યો, જેને અંતે એમને 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'વાળા મંડળની વિચારધારા વધારે સાચી લાગી; અને ત્યાંથી જ એમણે થીઑસોફિકલ સોસાયટીના સભ્ય તરીકેનું પોતાનું રાજીનામું, તે વખતનાં સોસાયટીનાં પ્રમુખ ડૉ. ઍની બેસંટ ઉપર મોકલી આપ્યું.

શ્રી સોફિયા પણ તે વખતે અમેરિકામાં હતાં. ઈ. ૧૯૨૨માં એઓ પણ 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ' અને શ્રી બી. પી. વાડિયાના પરિચયમાં આવ્યાં. અને જાણે પોતાની કોઈ ખોવાઈ ગએલી વસ્તુ પાછી મળી હોય એમ, તેમણે થીઑસોફીને પોતાની કરી પોતાના ગયા જન્મનું અધૂરું રહેલું કામ પાછું શરૂ કર્યું. ૧૯૨૮માં ઇંગ્લંડમાં બી. પી. વાડિયા સાથે એમનું લગ્ન થયું અને ઈ. ૧૯૨૯ના મેમાં હિંદ આવીને એ જ વર્ષના નવેમ્બરની ૧૭મી તારીખે એ બંનેએ મુંબાઈમાં 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'ની હિંદમાં પ્રથમ જ સ્થાપના કરી.

'ઝૉન્ઝ'ની સ્થાપના બાદ શ્રી સોફિયાએ ઇ. સ. ૧૯૩૦માં 'ધી આર્યન પાથ' નામનું માસિક શરૂ કર્યું. આ માસિકને આજે બાર વર્ષના સતત પરિશ્રમે કરીને એમણે પૂર્વ અને પશ્ચિમના સાંસ્કૃતિક ને આધ્યાત્મિક આદર્શો ને તત્ત્વજ્ઞાનના અપૂર્વ સમન્વય તથા સમભાવી ચર્ચા, અભ્યાસ અને પ્રચારનું સુંદર સાધન બનાવ્યું છે.

શ્રી સોફિયાની બીજી વિશિષ્ટતા એ છે કે એ ભારતની તમામ સાહિત્યિક, સાંસ્કારિક અને કલાવિષયક પ્રવૃત્તિઓ તેમજ હિલચાલોથી માહિતગાર રહે છે. આ વલણને પરિણામે એમને એવું લાગ્યું કે ભારતની આવી બધી પ્રવૃત્તિઓનું જો એકીકરણ કરવામાં આવે, વિવિધ પ્રાંતોની સંસ્કારિતાની પરસ્પર આપલે કરે તથા એક બીજાને સારી રીતે સમજીને નિકટ આવે, અને પછી એ સર્વ પ્રવાહોના સમુચ્ચયમાંથી પ્રગટ થતી ભારતીય સંસ્કારિતાના સ્વરૂપને જો પશ્ચિમ આગળ એમની જ ભાષામાં મૂકી શકાય તો એક મોટું કામ થવાની સંભાવના છે. આ લાગણીથી પ્રેરાઈને એમણે ઇ.સ. ૧૯૩૩માં સદ્ગત કવિવર રવીન્દ્રનાથ ટાગોર, સર રાધાકૃષ્ણન્, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રી રામાનંદ ચૅટરજી વગેરેની સહાય અને સહકારથી આંતરરાષ્ટ્રીય સંસ્થા પી. ઇ. એન. (P.E.N.)નું ભારતીય કેન્દ્ર મુંબઈમાં સ્થાપ્યું. અને આ કેન્દ્રના મુખપત્ર તરીકે 'ધી ઇન્ડીઅન પી. ઇ. એન.' નામે માસિક અંગ્રેજીમાં શરૂ કર્યું. આ કેન્દ્ર જાણીતા ગ્રંથકારોની એક વગદાર કાર્યવાહક સમિતિ

ચલાવે છે.

આ 'પી.ઈ.એન.' સંસ્થાનાં જગતમાં જુદાંજુદાં લગભગ ૪૫ ઉપરાંત કેન્દ્રો છે. વિશ્વના લેખકોમાં સહકાર અને બંધુભાવના કેળવવાં ને કલમનું સ્વાતંત્ર્ય સાચવવું એ આ સંસ્થાનો હેતુ છે. આ આંતરરાષ્ટ્રીય 'પી.ઇ.એન.'ની બાર્સીલોનામાં મળેલી ૧૯૩૫ની કોંગ્રેસમાં અને બુએનોસ આઈરીસમાં મળેલી ૧૯૩૬ની કોંગ્રેસમાં હિંદના પ્રતિનિધિ તરીકે શ્રી સોફિયાએ હાજરી આપી હતી અને હિંદી સંસ્કૃતિની વિશિષ્ટતા ઉપર અંગ્રેજી અને ફ્રેન્ચમાં વ્યાખ્યાનો આપીને સમસ્ત વિશ્વના સાહિત્યકારોનું ધ્યાન ખેંચ્યું હતું. ૧૯૩૫માં પારીસમાં મળેલી વિશ્વના લેખકોની સ્વતંત્ર પરિષદમાં પણ હિંદના પ્રતિનિધિ તરીકે એમણે ફાળો આપ્યો હતો.

થીઑસોફિસ્ટ તરીકે સર્વ ધર્મ તરફ એમને સમભાવ છે. પરંતુ બધા ધર્મોનાં બાહ્યકરણો ને પાછળથી થએલા અધઃપાતને એઓ નીરક્ષીરન્યાયે જુદાં કરીને સર્વ ધર્મનાં શુદ્ધ મૂળતત્ત્વોને એના મૌલિક સ્વરૂપે પ્રગટ કરે છે.

૧૯૩૪માં પૂનામાં મળેલી અખિલ ભારતીય ફિલૉસોફિકલ કૉંગ્રેસ વખતે તેમજ ૧૯૩૬માં મુંબાઈમાં અને ૧૯૩૭માં કલકત્તામાં મળેલી 'પાર્લામેન્ટ ઑફ રીલિજિયન્સ'ની પરિષદોમાં એમણે જુદાજુદા ધર્મોનાં મૂળતત્ત્વોનો સમન્વય કરીને એનાં મૌલિક તત્ત્વોનું જે અદ્‌ભુત એકીકરણ કરી બતાવ્યું હતું તે સ્મરણીય બની

સંદેશ. એમને વિષે બીજું પણ એક આશ્ચર્ય છે. હિંદુ, બૌદ્ધ, મુસલમાન, યહૂદી, શીખ, પારસી, બ્રાહ્મોસમાજ, આર્યસમાજ, રોટરી કલબ, રામકૃષ્ણ મિશન તેમજ સામાજિક અને વિદ્યાર્થીઓની સંસ્થાઓમાં એમણે વ્યાખ્યાનો આપ્યાં છે; અને છતાં કોઈ ઠેકાણે વિચારોનો પૂર્વગ્રહ કે એની અથડામણનું નામનિશાન મળ્યું નથી. દરેક ઠેકાણે એમણે માનવતા અને એનો ઉદ્ધાર, વિશ્વ-બંધુત્વ અને એનો સ્વીકાર તથા માનવમાં રહેલી દિવ્ય વિભૂતિનો સાક્ષાત્કાર એ સર્વ ધર્મનાં મૂળતત્ત્વોનું એવું તો નિખાલસ પ્રગટીકરણ કરી બતાવ્યું છે કે શ્રોતાઓને સમભાવ, સંવાદિતા ને સદ્ભાવના સિવાય બીજી લાગણી જ ન થાય.

આ બધાં વ્યાખ્યાનોમાંથી થોડાંકનો સંગ્રહ 'ધ બ્રધરહૂડ ઑફ રીલિજિયન્સ'ને નામે મુંબાઈના ઇન્ટર-નૅશનલ બુક હાઉસ લિ.એ પ્રસિદ્ધ કર્યો છે. એની ખૂબ નાની છતાં ખૂબ જ મહત્ત્વની પ્રસ્તાવના ગાંધીજીએ લખીને એ પુસ્તકની અગત્ય અને મહત્તા સિદ્ધ કર્યાં છે.

શ્રી સોફિયા પુરાતન ભારતનાં પક્ષપાતી અને પૂજારી છે. પુરાતન આર્યાવર્તનાં ગૌરવ અને મહિમા ફરીથી પ્રગટે એ એમનું સ્વપ્નું છે. એમની આ લગની-નો એક દાખલો છે. ૧૯૩૭માં મૈસુર યુનિવર્સિટીએ ત્રણ વ્યાખ્યાનો આપવા એમને નોતર્યાં. આ નિમંત્રણના ઉત્તર રૂપે એમણે બૅંગ્લોરમાં ત્રણ પ્રવચનો કર્યાં: (૧)

ડેમોક્રસી—એ સ્પિરિચ્યુઅલ પ્રિન્સિપલ,(૨)ડયૂટી ઑફ ધ સિટિઝન ટુ ધ સ્ટેટ અને (૩) ડયૂટી આફ ધ સ્ટેટ ટુ ધ સિટિઝન. આ ત્રણે વ્યાખ્યાનો 'પ્રેપરેશન ઑફ સિટિઝનશિપ'ને નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં છે. એમાં પ્રાચીન આર્યાવર્તના વિચાર, સિદ્ધાંત અને દર્શનને ખૂબ સમભાવ અને સમન્વયપૂર્વક પ્રગટ કરવામાં આવ્યાં છે, મનુસ્મૃતિ અને કૌટિલ્ય અર્થશાસ્ત્રનાં દર્શનો અને પ્રમાણોને બહુ જ સંવાદી રીતે સન્નિષ્ઠાપૂર્વક આજની સમસ્યાના ઉકેલ સાથે ગૂંથવામાં આવ્યાં છે.

વિશ્વમાં આજ કેટલાં બધાં પરસ્પર વિરોધી બળો કામ કરી રહ્યાં છે! અહંકાર સ્વાર્થ અને લોભને ખાતર યુરોપનું સંહારતાંડવ, જુઠ્ઠાણાં દગલબાજી ને કાવતરાંઓની ભયંકર રાજરમત, માનવબુદ્ધિની અમાનવી વેશ્યાવૃત્તિ, આવેશ, લાગણીવશતા અને અજ્ઞાનનો વેપાર, અને બીજી બાજુ સમાનતા, વિશ્વબંધુત્વ, પ્રેમ, અહિંસા અને સત્યની પ્રતિષ્ઠાના પ્રયત્નો.

કોલાહલ, સંહાર, અવિશ્વાસ અને અનિશ્ચિતતાની અઘોર અંધારી રાત્રે પણ આત્મશ્રદ્ધાનો દીપક લઈને, પ્રેમ ને સમભાવનો વીંઝણો રડતી માનવતાને શાતા આપવા નીકળેલા રડ્યાખડ્યા માનવપ્રવાસીઓ ધીરે અતિ ધીરે પણ પોતાનો માર્ગ કરી રહ્યા છે. એવાં પ્રવાસીઓમાં મેધા, માતૃત્વ અને સરસ્વતીનું સ્મરણ કરાવતાં આવાં એક પ્રવાસી શ્રીમતી સોફિયાનું પણ સ્થાન છે.

'Point out the 'way'—however dimly, and lost among the host as does the evening star to those who tread their path in darkness.'

**'The voice of the Silence'** નું આ સૂત્ર એમની જીવનસાધનાનો મર્મ છે અને એમની જીવનસિદ્ધિનો સંદેશ છે.

'કુમાર'ના સપ્ટેમ્બર ૧૯૪૧ના અંકમાંથી પુનર્મુદ્રિત
મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત કુમાર પ્રિન્ટરી રાયપુર અમદાવાદ

